2

# હિંદમાતાને સંબોધન



**મણિશંકર રત્નજી ભટ્ટ ‘કાન્ત’**

**જન્મ : 20-11-1867 મૃત્યુ : 16-6-1923**

કવિ કાન્તનો જન્મ અમરેલી જિલ્લાના લાઠી પાસેના ચાવંડ ગામમાં થયો હતો. કાન્ત કવિ, નાટ્યકાર અને ધર્મચિંતક હતા. એમનો કાવ્યસંગ્રહ ‘પૂર્વાલાપ’ ગુજરાતી કાવ્યસાહિત્યમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

રાષ્ટ્રપ્રેમનાં કાવ્યોમાં કાન્તના આ કાવ્યનો ખાસ ઉલ્લેખ કરવામાં આવે છે. સમગ્ર કાવ્ય હિંદમાતાને સંબોધનરૂપે લખાયું છે. જુદો-જુદો ધર્મ પાળતાં ભારતમાતાનાં સંતાનો પરસ્પર પ્રેમ અને સહકારથી રહેવા માટે પ્રાર્થના કરે છે.



ઓ હિંદ ! દેવભૂમિ ! સંતાન સૌ તમારાં !
કરીએ મળીને વંદન ! સ્વીકારજો અમારાં !
હિંદુ અને મુસલમાન : વિશ્વાસી, પારસી, જિન :
દેવી ! સમાન રીતે સંતાન સૌ તમારાં !

હિંદુ અને મુસલમાન : વિશ્વાસી, પારસી, જિન :
દેવી ! સમાન રીતે સંતાન સૌ તમારાં !
પોષો તમે સહુને, શુભ ખાનપાન બક્ષી :
સેવા કરે બને તે સંતાન સૌ તમારાં !
રોગી અને નિરોગી, નિર્ધન અને તવંગર,
જ્ઞાની અને નિરક્ષર : સંતાન સૌ તમારાં !
વાલ્મિકી, વ્યાસ, નાનક, મીરાં, કબીર, તુલસી,
અકબર, શિવાજી, માતા ! સંતાન સૌ તમારાં !
સૌની સમાન માતા, સૌએ સમાન તેથી :
ના ઉચ્ચનીચ કોઈ સંતાન સૌ તમારાં !
ચાહો બધાં પરસ્પર : સાહો બધાં પરસ્પર :
એ પ્રાર્થના કરે આ સંતાન સૌ તમારાં !

## શબ્દસમજૂતી

**દેવભૂમિ** - પવિત્ર ભૂમિ **વિશ્વાસી** - ઈસુખ્રિસ્તમાં શ્રદ્ધા-વિશ્વાસ રાખનાર, ખ્રિસ્તી **જિન** - જૈન **બક્ષી** - આપી, **તવંગર** - પૈસાદાર **નિરક્ષર** - અભણ **સાહો** - મદદ કરો **પરસ્પર** - એકબીજાને

## અભ્યાસ

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર માટે આપેલા વિકલ્પોમાંથી સાચો ઉત્તર શોધીને તેનો ક્રમ અક્ષર પ્રશ્ન સામેના ☐ માં લખો :**

(1) આ કાવ્ય કોને સંબોધીને લખાયું છે ? ☐

(ક) ધરતીને (ખ) હિન્દને

(ગ) હિન્દમાતાને (ઘ) સૌ સંતાનોને

(2) કવિ હિંદને કોની ભૂમિ તરીકે ઓળખાવે છે ? ☐

(ક) વેદોની (ખ) કૃષ્ણની

(ગ) દેવોની (ઘ) પુણ્યની

**2. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં આપો :**

(1) કવિ વંદન સ્વીકારવાનું કોને કહે છે ?

(2) હિંદમાતા સંતાનોનું પોષણ કેવી રીતે કરે છે ?

(3) આ કાવ્યમાં કયો ભાવ રજૂ થયો છે ?

## સ્વાધ્યાય

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) ભારતમાં કયા-કયા ધર્મ પાળતી પ્રજા વસે છે ?

(2) ભારતભૂમિને કવિ માતા તરીકે કેમ સંબોધે છે ?

(3) ભારતમાં વસતી પ્રજાને કવિ સમાન શા માટે ગણે છે ?

(4) ભારતમાતાનાં સંતાનો છેલ્લે શી પ્રાર્થના કરે છે ?

(5) 'પ્રાર્થના' વિશે છ-સાત વાક્યો લખો.

**2. માગ્યા મુજબ વિગત લખો :**

| ધર્મનું નામ | ધર્મગુરુ | ધર્મગ્રંથ | ધર્મસ્થાન | ધર્મપ્રતીક | મુખ્ય તહેવાર |
|---|---|---|---|---|---|
| હિંદુ | | | | | |
| મુસ્લિમ | | | | | |
| શીખ | | | | | |
| ખ્રિસ્તી | | | | | |
| પારસી | | | | | |
| જૈન | | | | | |
| બૌદ્ધ | | | | | |

## 3. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો કોષ્ટકમાંથી શોધીને લખો :

(1) જ્ઞાની × ....................

(2) નીરોગી × ....................

(3) તવંગર × ....................

(4) ઉચ્ચ × ....................

(5) સમાન × ....................

(6) સાક્ષર × ....................

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પ્રા | મ | દી | થ | ષ | મિ | સ |
| નૈ | વા | મૈ | મા | ણા | ને | સ |
| શા | ક | અ | સ | મા | ન | રા |
| મિ | મા | અ | જ્ઞા | ની | યા | ળા |
| ની | ખૂ | રે | યા | નિ | ચ | ડા |
| સ | ખે | શા | ઈ | ર | બા | ષ |
| ગ | રી | બ | ન | ક્ષ | ત્વી | રો |
| રા | જા | દ | ત્રી | ર | દ | ગી |

## 4. કાવ્યપંક્તિઓ પૂર્ણ કરો :

(1) પોષો તમે ....................................................................

.................................................... સંતાન સૌ તમારાં !

(2) સૌની સમાન ....................................................................

.................................................... સંતાન સૌ તમારાં !

## 5. 'વિવિધતામાં એકતા' વિશે શિક્ષકની મદદથી આઠ-દસ વાક્યો લખો.

### પ્રવૃત્તિઓ

- દેશભક્તિગીત અંક તૈયાર કરો.
- ગુજરાતનાં ભાષા, લોકજીવન, નૃત્ય, કલા, પોશાક તેમજ ઊજવાતા તહેવારો વિશે માહિતી મેળવી પ્રૉજેક્ટ તૈયાર કરો.
- વિવિધ ધર્મો વિશે માહિતી મેળવી સચિત્ર અંક તૈયાર કરો.